# 4 તને ઓળખું છું, મા

**મનોહર ત્રિવેદી**

**જન્મ : 4–4–1944**



કવિ મનોહર રતિલાલ ત્રિવેદીનું વતન ભાવનગર જિલ્લાનું સુરનિવાસ ગામ છે. તેઓ ઢસા જંકશનની હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે સેવા આપીને નિવૃત્ત થયા છે. 'મોંસૂઝણું', 'છુટ્ટી મૂકી વીજ' અને 'મિતવા' એમના કાવ્યસંગ્રહો છે. બાળસાહિત્યમાં પણ એમનું નોંધપાત્ર પ્રદાન છે. 'ગજવામાં ગામ' અને 'નાતો' તેમના વાર્તાસંગ્રહો છે, તેમજ 'નથી' નામે એક નવલકથા પણ એમણે આપી છે. આ સર્જકનાં કેટલાંક પુસ્તકો પુરસ્કૃત પણ થયાં છે.

'તને ઓળખું છું, મા' એક ઊર્મિગીત છે. કવિએ અહીં આગવી શૈલીમાં માતૃમહિમા ગાયો છે. ગીતનો નાયક અહીં વિનમ્રભાવે માતૃઋણનો સ્વીકાર કરે છે. જીવનમાં મુશ્કેલીઓ આવે, પીડા સહન કરવાની આવે, કોઈ સ્વજન ધિક્કારે, ઉપેક્ષા કરે એવા સંજોગોમાં માતાની મમતા જ સંતાનને પોતાના પગ પર ઊભા રહેવાનું બળ પૂરું પાડે છે. માતાનાં દુઃખણાં-ઓવારણાંમાં આવું અમૃત ભર્યું છે. ટાચકા ફૂટે ને પીડા પળભરમાં છૂ થઈ જાય ! ગીતના અંતમાં નાયક બોલી ઊઠે છે : 'સ્મરણ-સ્મરણ તીરથ : તારી એમ કરું પરકમ્મા' માતાના સ્મરણ દ્વારા તેમની પાવન પરિક્રમા કરાવતું આ ગીત વારંવાર માણવાનું ગમે એવું છે.

---



તને ઓળખું છું, મા !

સરે અચાનક હોઠેથી બસ, એક વેણ તે, ખમ્મા !

ખમ્મા કહેતાં પાંપણ પરથી નહીં ખરેલાં આંસુ,

ઘરને ખૂણે એકલવાયું વરસે છે ચોમાસું,

મળે લ્હેરખી : હોઉં ભલે હું લૂ-ઝરતા મારગમાં....

તરણા પેઠે ચાવે કે હડસેલે, કોઈ ફેંકે

પગ પર ઊભો થાઉં ફરી તારી મમતાના ટેકે

દશે ટેરવાં અડે ને પીડા છૂ થાતી પળભરમાં....

ઘરથી જાઉં દૂર છતાં તું હોય આંખની સામે
કોણ અભાગી હોય જે માને આમ સદા ના પામે ?
સ્મરણ-સ્મરણ તે તીરથ : તારી એમ કરું પરકમ્મા....
તને ઓળખું છું, મા !

## શબ્દસમજૂતી

**સરે** નીકળે, સરી પડે **ખમ્મા** 'ક્ષેમકુશળ રહો' - 'દુઃખ ન થાઓ' એવો ઉદ્ગાર **પરકમ્મા** પવિત્ર જગ્યા કે વ્યક્તિની ચારેબાજુ ગોળગોળ ફરવું તે **ટેરવું** આંગળીના છેડાનો ભાગ

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો :**

(1) બાળકના ક્ષેમકુશળ માટે માતાના મુખેથી કયો શબ્દ વારંવાર સરી પડે છે ? ☐
(ક) ખમ્મા (ખ) ઓવારણાં (ગ) અભાગી (ઘ) સાચવજે

(2) બાળકનું દુઃખ લઈ લેવાના ભાવથી માતા શું કરે છે ? ☐
(ક) માથે હાથ ફેરવે છે. (ખ) ઓવારણાં લે છે.
(ગ) હાથ પકડી બેઠો કરે છે. (ઘ) સતત તેની સાથે રહે.

**2. નીચેના પ્રશ્નોના એક-બે વાક્યોમાં ઉત્તર આપો :**

(1) કવિને માતાની લહેરખી ક્યારે અનુભવાય છે ?
(2) માની મમતાને ન પામી શકનાર માટે કવિ કયો શબ્દ વાપરે છે ?
(3) કવિ માતાની પરકમ્મા કેવી રીતે કરે છે ?
(4) 'એકલવાયું વરસે છે ચોમાસું' એવું કવિ કયા સંદર્ભે કહે છે ?

## સ્વાધ્યાય

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) કવિ માતાની મમતા કયા કયા પ્રસંગે અનુભવે છે ?
(2) તમને તમારી માતા ગમે છે, એનાં કારણો કે પ્રસંગો જણાવો.
(3) મોટા થઈને તમે તમારી માતાનું ઋણ કેવી રીતે અદા કરશો ?
(4) પરકમ્મા કોની કોની કરવામાં આવે છે ? શા માટે ?

2. નીચેની કાવ્યપંક્તિઓ સમજાવો :

(1) તરણા પેઠે ચાવે..... તારી મમતાના ટેકે.

(2) ઘરથી જાઉં દૂર..... કરું પરકમ્મા.

3. 'મા' વિશેની અન્ય કોઈ એક કવિતાની પાંચ પંક્તિઓ લખો.

4. નીચેના પ્રશ્નોના ઉત્તર આપેલ સૂચના મુજબ લખો :

(1) નીચેના શબ્દોના બે-બે સમાનાર્થી શબ્દો શબ્દકોશમાંથી શોધીને લખો :

મારગ, અભાગી, સદા, સ્મરણ, લ્હેરખી.

(2) નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દ કાવ્યમાંથી શોધીને લખો :

આંખ, સમુદ્ર, આકાશ, શશી, રાત્રિ.

(3) નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દ લખો :

અભાગી, સ્મરણ

(4) સરખા પ્રાસવાળા શબ્દો કાવ્યમાંથી શોધીને લખો :

**ઉદાહરણ :** મા - ખમ્મા

આંસુ - ...............

ફેંકે - ...............

સામે - ...............

**પ્રવૃત્તિઓ**

- માતૃપ્રેમનાં ગીતો મેળવી વર્ગખંડમાં વાંચો અને સાંભળો.
- 'મા' વિશેની કહેવતો એકત્રિત કરો.
- તમારી માતા પ્રત્યેની લાગણી તમારા શબ્દોમાં લખી માતાને વાંચી સંભળાવો.

•